બાલવાચનમાળા પુ. ૧

# નાનામોટા પાઠો



સોમાભાઈ કીશાભાઈ પટેલ

બાલવાચનમાળા પુસ્તક ૬ઠ્ઠું

# નાનામોટા પાઠો

સોમાભાઈ કીશાભાઈ પટેલ



વેચાણ વ્યવસ્થાપક

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો, ફુવારા સામે

અમદાવાદ

આવૃત્તિ ૧લી, ૧૬૫૦ સપ્ટેમ્બર ૧૯૩૪
આવૃત્તિ ૨જી, ૧૨૭૫ જુલાઇ ૧૯૩૮
ફરીવાર છાપી, ૧૫૦૦ ફેબ્રુઆરી ૧૯૪૦




પ્રકાશક

સોમાભાઈ કીશાભાઈ પટેલ

સુણાવ. (આણંદ થઇને)

મુદ્રક :
ચિમનલાલ કીશાભાઇ પટેલ

મુદ્રણસ્થાન :
દેશબન્ધુ છાપખાનું, આણંદ

## પાઠ ૧લો

તમે પોપટ જોયો છે?

હાજી, મેં પોપટ જોયો છે.

ક્યાં જોયો છે?

પાંજરામાં જોયો છે?

રંગે પોપટભાઈ લીલા છે.

એમની ચાંચ રાતી અને વાંકી છે.

એમને ડોકે કાળો કાંઠલો છે.

એમને મરચાં સારાં ભાવે છે.

એ માણુસના જેવું બોલે છે.



## પાઠ ૨ જો

મારે ઘેર બકરી છે.

તેને બે બચ્ચાં છે.

એક બચ્ચું ધોળું છે.

બીજું બચ્ચું કાળું છે.

બકરી બેં બેં બોલે છે.

બચ્ચાં પણ બેં બેં બોલે છે.

દહાડે બકરી ચરવા જાય છે.

આખો દિવસ સીમમાં રખડે છે.

સાંજે બકરી ઘેર આવે છે.

તમે બકરીનું દૂધ ખાધું છે?



## પાઠ ૩જો

એક બિલાડી હતી.

તેને એક બચ્ચું હતું.

બિલ્લીબાઈ તો મરી ગયાં.

બચ્ચું બિચારું એકલું રહ્યું.

બચ્ચાને અમે પાળ્યું.

તેને અમે દૂધ પાતા હતા.

તેને અમે ખાવાનું નાખતા હતા.

હવે તો એ ક્યાંક જતું રહ્યું છે.



## પાઠ ૪થો

એક મહારાજ હતા.

સોમવારે એ જન્મ્યા હતા.

મંગળવારે એમનું નામ પાડ્યું હતું.

બુધવારે એ નિશાળે બેઠા હતા.

ગુરુવારે એ પરણ્યા હતા.

શુક્રવારે એ માંદા પડ્યા હતા.

શનિવારે એ મરણ પામ્યા હતા.

રવિવારે એમને બાળ્યા હતા.



## પાઠ ૫મો

લુહારને ત્યાંથી કોશ આણી.

સુતારને ત્યાંથી હળ આણ્યું.

વરસાદ પડ્યો અને ખેતર ખેડ્યું.

ખેતરમાં અમે કપાસિયા વાવ્યા.

કપાસિયા ઊગ્યા અને છોડ થયા.

પછીથી તેને ફૂલ આવ્યાં.

ફૂલમાંથી જીંડવાં થયાં.

જીંડવાં ફાટ્યાં અને કપાસ દેખાયો.



## પાઠ ૬ઠ્ઠો

એક દિવસ હું ખેતરમાં ગયો.

કપાસ બધો દોહી લાવ્યો.

એને થોડા દિવસ રહેવા દીધો.

પછીથી એને તડકે સૂકવ્યો.

પછીથી એને ઝૂડ્યો અને પીલ્યો.

પીલવાથી કપાસિયા જુદા પડ્યા.

ધોળું ધોળું રૂ નીકળ્યું.

તેને પીંજીને પૂણી બનાવી.

પૂણીઓ કાંતીને સૂતર તૈયાર કર્યું.

સૂતર વણાવ્યું એટલે ખાદી થઈ.

એ ખાદી મેં પહેરી.



## પાઠ ૭મો

એક મોટું તળાવ હતું.

તેમાં મોટા મોટા કાચબા હતા.

તેમાં ઘણી માછલીઓ હતી.

એ તળાવમાં શિંગોડી રોપેલી હતી.

શિંગોડીએ શિંગોડાં થયાં હતાં.

એક માણસ શિંગોડાં વીણતો હતો.

તળાવમાં કમળના વેલા પણ હતા.

કમળનાં ફૂલ બહુ સરસ હોય છે.

તમે કમળનાં ફૂલ જોયાં છે?



## પાઠ ૮મો

સૂરજ દિવસે ઊગે છે.

ચંદ્ર રાત્રે ઊગે છે.

સૂરજનો તાપ આકરો લાગે છે.

ચંદ્રનું તેજ શીતળ લાગે છે.

સૂર્ય પૂર્વ દિશામાં ઊગે છે.

તે પશ્ચિમ દિશામાં આથમે છે.

ચંદ્ર પણ પશ્ચિમ દિશામાં આથમે છે.

કોઈક વાર સૂર્યગ્રહણ થાય છે.

કોઈક વાર ચંદ્રગ્રહણ થાય છે.

તમે ગ્રહણ થયેલું જોયું છે?



# પાઠ ૯મો

ચોમાસું આવ્યું અને વરસાદ પડયો.

ખામણું કરી અમે કોળાનાં બી વાવ્યાં.

કોળીઓ ઊગી અને વેલા ચાલ્યા.

વેલા તો ખૂબ મોટા થયા.

પછી તો ફૂલ આવ્યાં અને કોળાં બેઠાં.

કોળાં ખૂબ ઝપાટાબંધ વધતાં હતાં.

તે જોવાની મજા પડતી હતી.

કોળાં તો મોટાં થયાં અને પાકયાં

અમે તે બધાં કાછિયાનેવેચી દીધાં.

## પાઠ ૧૦મો

શેરડીનો રસ, ભાઈ શેરડીનો રસ.

ગળ્યો ગળ્યો લાગે છે શેરડીનો રસ.

એ રસનો ગોળ બને છે.

એ રસની ખાંડ બને છે.

વળી એની સાકર પણ થાય છે.

રસ પીવાની મજા પડે છે.

શેરડી શિયાળામાં તૈયાર થાય છે.

શેરડી ખાવાની મજા પડે છે.



## પાઠ ૧૧મો



સમી સાંજનો સમય હતો.
અમે બધા ફરતા હતા.
ત્યાં તો ખૂબ પવન આવ્યો.
ધૂળના ગોટેગોટા ઊડ્યા.
અમે આંખો મીચી ઊભા રહ્યા.
થોડી વારમાં તો વાદળાં આવ્યાં.
ખૂબ વીજળીઓ ચમકવા લાગી.
ગર્જનાઓ થવા લાગી.
મૂશળધાર વરસાદ તૂટી પડ્યો.
બધે પાણી જ પાણી થઈ રહ્યું.
અમેય બધા પલળીને ઘેર આવ્યા.



# પાઠ ૧૨મો

ઉનાળામાં અમે કેરી ખાધેલી.

તેના ગોટલા બહાર પડી રહ્યા હતા.

વરસાદ પડ્યો એટલે ગોટલા ઊગ્યા.

આંબાના નાના નાના છોડ થયા.

એ છોડ મેં ખેતરમાં રોપ્યા.

એની આજુબાજુ વાડોલિયાં કર્યાં.

પાંચ વર્ષે આંબા ફળ્યા.

હવે દર વરસે કેરી થાય છે.

કેરી ખાવાની ખૂબ મજા પડે છે.



## પાઠ ૧૩મો

ભાગોળે ચબૂતરી છે.

લોકો ત્યાં દાણા નાખે છે.

તે ખાવા પક્ષીઓ આવે છે.

ચકલીઓ અને હોલા આવે છે.

કબૂતર અને કાબર આવે છે.

પોપટ અને સૂડા આવે છે.

કોઈક વાર મોર પણ આવે છે.

કોઈ દિવસ મોર કળા કરે છે.

તે જોવાની મને મજા પડે છે.



## પાઠ ૧૪મો

એક છોકરો હતો.

તે વારંવાર ખાતો હતો.

એક વખત તે માંદો પડ્યો.

તેને ખૂબ તાવ આવ્યો.

તેના પેટમાં ખૂબ દુખતું હતું.

તેના બાપે તેને ઉપવાસ કરાવ્યા.

તેથી તેનો તાવ મટી ગયો.

થોડા દિવસમાં તે સાજો થઈ ગયો.

ત્યાર પછી તે નિયમસર ખાય છે.

હવે તેની તંદુરસ્તી સારી રહે છે.



## પાઠ ૧૫મો

ચોમાસામાં અમે ખેતરમાં જઇએ.
ત્યાં જઇને પોંક પાડીએ.
પોંક ખાવાની મજા આવે છે.
શિયાળામાં અમે ખેતરમાં જઇએ.
ત્યાં ચણાનો ઓળો બાળીએ.
કોઈ વાર ઘઉંનો પોંક પાડીએ.
ઓળો અને પોંક; શી એની મીઠાશ!
ખાતાં ધરાવાય જ નહિ.
ઉનાળામાં અમે ખેતરમાં જઇએ.
ત્યાં આંબાની સાખો ખાઇએ.
વળી કોયલના ટૌકા સાંભળીએ.



## પાઠ ૧૬મો

રામ અયોધ્યામાં જન્મેલા.

કૃષ્ણ મથુરામાં જન્મેલા.

રામના પિતાનું નામ દશરથ.

કૃષ્ણના પિતાનું નામ વસુદેવ.

રામનો જન્મ મહેલમાં થયેલો.

કૃષ્ણનો જન્મ જેલમાં થયેલો.

રામની માતાનું નામ કૌશલ્યા.

કૃષ્ણની માતાનું નામ દેવકી.

રામાયણમાં રામની વાત છે.

ભાગવતમાં કૃષ્ણની વાત છે.



## પાઠ ૧૭મો

શિયાળ સીમમાં રહે છે.

કૂતરાં ગામમાં રહે છે.

શિયાળની પૂંછડી જાડી હોય છે.

કૂતરાની પૂંછડી પાતળી હોય છે.

શિયાળને શેરડી ભાવે છે.

કૂતરાને હાડકું ભાવે છે.

શિયાળની જાત લુચ્ચી ગણાય છે.

કૂતરો વફાદાર પ્રાણી છે.

શિયાળ ખેતીને નૂકશાન કરે છે.

કૂતરો ચોકી કરે છે.



## પાઠ ૧૮મો

આ રૂ કેવું છે?

પૂણી થાય એવું છે.

આ પૂણી કેવી છે?

સૂતર થાય એવી છે.

આ સૂતર કેવું છે?

ખાદી થાય એવું છે.

આ ખાદી કેવી છે?

હું પહેરું એવી છે.



## પાઠ ૧૯મો

માટીનાં વાસણ શી રીતે બનતાં હશે?

વાહ! તમે કુંભારને ઘેર નથી ગયા?

કુંભાર માટીને પલાળીને ખૂબ ગૂંદે છે.

પછીથી તેના પીંડા ચાકે ચડાવે છે.

તે ચાકને જોરથી ગોળ ગોળ ફેરવે છે.

તે જાત જાતનાં વાસણ ઉતારે છે.

તેને ઠરવા દઈ ટપલાથી ઘડે છે.

પછીથી તેને સૂકવીને પકવે છે.

આ બધી ક્રિયાઓ જોવા જેવી છે.



## પાઠ ૨૦મો

બાપુજી, હું તો ખૂબ ભણીશ.

ભણીને હું ખેતી કરીશ.

ખેતરમાં નાનકડો બાગ બનાવીશ.

તેમાં સારાં ફૂલોના છોડ રોપીશ.

જાઈ જૂઈ અને મોગરાના છોડ રોપીશ.

બકુલ અને ચંપાનાં ઝાડ રોપીશ.

બકુલના ડાળે હીંચકો બાંધીશ.

બાળકો ત્યાં હીંચકા ખાશે.

ખેતરમાં નાનકડું ઘર બાંધીશ.

હું તે ઘરમાં જ રહીશ.



## પાઠ ૨૧મો

આજે હું વહેલો ઊઠ્યો.

ઊઠીને મેં દાતણ કર્યું.

દાતણ કરીને હું નાહ્યો.

નાહીને મેં નાસ્તો કર્યો.

પછીથી મેં પાઠ વાંચ્યા.

પાઠ વાંચીને નિશાળમાં ગયો.

બપોરે ઘેર આવીને જમ્યો.

જમ્યા પછી સૂતર કાંત્યું.

બે વાગે ફરી નિશાળે ગયો.

પાંચ વાગે ઘેર આવ્યો.

ઘેર આવીને રમવા ગયો.

સાંજે આવીને વાળું કર્યું.

## પાઠ ૨૨મો

શિયાળો આવ્યો અને બોર પાક્યાં.

વસંત આવી અને કોયલ કૂજી.

ઉનાળો આવ્યો અને તાપ પડ્યો.

કૂતરો ભસ્યો અને બિલાડી નાઠી.

સૂરજ આથમ્યો અને ચંદ્ર ઊગ્યો.

મેઘ ગાજ્યો અને મોર ટહુક્યા.

ચોમાસું આવ્યું અને વરસાદ વરસ્યો.

વરસાદ પડ્યો અને બી ઊગ્યાં.



# પાઠ ૨૩મો

મોટાભાઈ, હું વાડી બનાવીશ.

તમે મને છોડ લાવી આપજો.

ક્યારા કરીને હું તેને રોપીશ.

રોપીને હું તેની સંભાળ લઈશ.

જરૂર પડચે પાણી પાતો રહીશ.

હું પપૈયા અને કેળો રોપીશ.

જામફળી અને દાડમડીઓ રોપીશ.

રીંગણી અને ટમેટી રોપીશ.

મારા બાગને સરસ બનાવીશ.



## પાઠ ૨૪મો

અમારા ગામમાં એક મેદાન છે.

ત્યાં અમે રમીએ છીએ.

ત્યાં હીંચકા બાંધેલા છે.

ચડવા માટે નિસરણી છે.

ગોળ ગોળ ફરવાનો ચગડોળ છે.

લપસવા માટે પાટિયાં છે.

નીચે રેતી પાથરેલી છે.

ત્યાં રમવાની ઘણી મજા પડે છે.

તમારા ગામમાં એવું મેદાન છે?



## પાઠ ૨૫મો

અમારા ગામ પાસે એક વડ છે.

તે ખૂબ મોટો છે.

એનું થડ બહુ જ જાડું છે.

એની ઘણી મૂળીઓ ભોંય ચોટી છે.

વડ નીચે પાણીની પરબ બેસે છે.

વડ નીચે ઠંડક હોય છે.

ઉનાળામાં વટેમાર્ગુઓ ત્યાં બેસે છે.

બેસીને બહુ રાજી થાય છે.

એ વડ કોણે રોપ્યો હશે?



## પાઠ ૨૬મો

આવું શાક તે કોણ ખાય ?

તીખું તીખું લાય જેવું છે.

આવી દાળ તે કોણ ખાય ?

ખારી ખારી ઊસ જેવી છે.

આવી કેરીઓ કોણ ખાય ?

એ તો ખૂબ ખાટી છે.

મધ ખૂબ ગળ્યું હોય છે.

દ્રાક્ષ બહુજ મીઠી લાગે છે.

મને એ બેઉ ખૂબ ભાવે છે.



## પાઠ ૨૭મો

ચાંદામામા, અહીં આવો.

મારી સાથે રમવા આવો.

મારે માટે કાજુ લાવો.

બદામ લાવો, દ્રાક્ષ લાવો.

ગળ્યાં ગળ્યાં આલૂ લાવો.

મીઠાં મીઠાં ફળ લાવો.

કેરી અને નારંગી લાવો.

પપૈયાં અને કેળાં લાવો.



## પાઠ ૨૮મો

તમે આગગાડીમાં બેઠા છો ને?

તે પાટા ઉપર ચાલે છે.

સૌથી આગળ એન્જીન હોય છે.

તેમાં કોલસા અને પાણી હોય છે.

એન્જીન વરાળથી ચાલે છે.

તેને ડબ્બા જોડેલા હોય છે.

એન્જીન ડબ્બાને ખેંચે છે.

સ્ટેશન આવે ત્યાં ગાડી ઊભી રહે છે.

પહેલાં આગગાડી ન હતી.



## પાઠ ૨૯મો

આ ખેતર કેવું છે ?

વાડી થાય એવું છે.

આ વાડી કેવી છે ?

ફળ આપે એવી છે.

એ ફળ કેવાં છે ?

છોકરાં ખાય એવાં છે.

એ છોકરાં કેવાં છે ?

કામ કરે એવાં છે.



## પાઠ ૩૦મો

આવો મારી ચકલી બહેન.

તારા વિના પડે ના ચેન.

દાણા હું ખવરાવું તને.

પછી પાઉં હું પાણી તને.

ચકલી મારી સાથે રમે.

ચકલી તો મને બહુ ગમે.



## મારાં કેટલાંક પ્રકાશનો

**માન્ટીસોરી સિદ્ધાન્તોએ પ્રાથમિક ગણિત શિક્ષણ ૦-૧૨-૦**
**માન્ટીસોરી સિદ્ધાન્તોએ વ્યાકરણ શિક્ષણ ૦-૧૨-૦**

સરકારી કેળવણી ખાતાએ શાળાઓના પુસ્તકાલય માટે મંજૂર કરેલાં શીખવવાની શાસ્ત્રીય પદ્ધતિની ચર્ચા કરતાં શિક્ષકોએ ખાસ વાંચવા જેવાં બે અજોડ પુસ્તકો.

**બાલ ગણિત કિં. ૦-૩-૬**

પ્રાથમિક શાળાના પહેલા અને બીજા ધોરણનાં બાળકોને ગણવા આપવા માટેના **ક્રમિક ઘણા હિસાબોવાળું પુસ્તક.**

**બાલ વ્યાકરણ કિં. ૦-૨-૦**

પ્રાથમિક શાળાના ચોથા અને માધ્યમિક શાળાના પહેલા ધોરણમાં પાઠ્ય પુસ્તક તરીકે ચલાવી શકાય એવું પુસ્તક.

## ખેતીવાડી સંબંધીનાં ત્રણ સુંદર પુસ્તકો

**ખાતરોની માહિતી ૦-૬-૦**

ખાતરો સંબંધી જાણવા જેવી લગભગ બધી જ હકીકતો જાણવા માટે ખાસ વાંચવા જેવું અત્યંત ઉપયોગી પુસ્તક.

**બાળકોનો બાગ ૦-૬-૦**

શાળાના બાગ સંબંધી કેટલાક મહત્ત્વના વિચારો અને ઉપયોગી માહિતી પત્રના રૂપમાં જેમાં લખેલી છે તેવું પુસ્તક.

**શાકભાજીની વાડી ૧-૦-૦**

ધંધા તરીકે અથવા શોખ તરીકે શાકભાજી વાવનારને ભોમિયા તરીકે કામ લાગે એવું ખાસ ઉપયોગીપુસ્તક.

મંગાવવા માટે લખોઃ—

**સોમાભાઇ હીરાભાઇ પટેલ, સુણાવ. (આણંદ થઇને)**

અથવા

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,** ગાંધી રસ્તો. **અમદાવાદ**